

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ.

કવિતાની સમજુતી, તથા વ્યાકરણના વિભાગ
અને બીજા કેટલાક વધારા સાથે.

બનાવનાર
**ફકીરભાઈ કાસીદાસ.**

સુરતની નામદાર સર જમસેદજી જીજીભાઈ વાળી નંબર ૧લાની
છોકરાની નિશાળના વડા માજી માસ્તરના છોકરા
નગીનદાસ ફકીરભાઈ કાસીદાસની વતી
ડાહ્યાભાઈ જગજીવનદાસે છપાવી
પ્રસિદ્ધ કર્યા.

(૧૮૬૭ ના ૨૫ માં આકટ મુજબ નોંધાવી છે.)

(આવૃત્તિ તેરમી.)



**મુંબઈ.**
ધી ડયુક ઓફ કોનાટ પ્રીનતીંગ પ્રેસમાં
**પ્રાણજીવન નારણજીએ છાપી છે.**
સને ૧૮૮૪.
**કિમ્મત બે આના.**

# ૨૦૫૩

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ.

—:o:—

(ના) નામ (સ) સર્વનામ. (વિ) વિશેષણ (ક્રિ) ક્રિયાપદ. (અ) અવ્યય. (કૃ) કૃદંત.

### પાઠ ૧ લો.

ઉકેલતાં (કૃ) વાંચતાં; પારખતાં.
શીખામણ (ના) ફાયદાની વાત.
મજાની (વી) સારી.
સાચવજો=સંભાળજો.
બોલીએ (ક્રિ) સાદ કાહાડીને કહીએ.
અક્ષરે=હરફતે; હરફે.
બગાડશો (ક્રિ) ખરાબ કરશો.
વાહ=અરે! ઓહો!
દહાડા (ના) દિવસ.
પૂરા (વિ) બરાબર.
બોલ (ના) શબ્દ.
ડાહી ડાહી=ડાહાપણભરેલી; ફાયદાવાળી.
માં (અ) ના; નહિ.
ઠેકાણે (ના) જગોએ.
બગડે (ક્રિ) ખરાબથાય.
ફાડવાં (ક્રિ) ચીરવાં.
વેહેલું (વિ) જલદી.
ભણવું (ક્રિ) શીખવું.
ઠીક (અ) બરાબર; સારીરીતે.
છેક (અ) ઘણું; બહુ.
તાણીને (કૃ) ખેંચીને.
ધીમે (વિ) હળવે.
સાદે (ના) અવાજે.
સૌ (સ) સઘળા; બધા.

### પાઠ ૨ જો.

શોભાય=સારી દેખાય.
કારજ (ના) કામ.
હૈડું (ના) મન; દીલ.
ચોપડીઓ=પોથીઓ.
હરખાય=ખુશી થાય.
સમજણ (ના) અક્કલ; સમજ.
વીગતેથી (ના) શબ્દે શબ્દની સમજણથી, વિગતવાર.
સાર (ના) મતલબ.
ચોપાઈ (ના) જેમાં ચાર પદ આવેલાં હોય તે
સારી (વિ) મજાની.
દેખી (કૃ) જોઇ.
જીવ (ના) મન; ચિ
ધાલીને (કૃ) રાખીને
વિચાર (ના) મનસુ

### (કવિતાની સમજુતી) (૧)

સારી ચોપડીઓ હોય તે સારી દેખાય, તે જોઈને આ
મન ખુશ થાય; પણ જો તે વીગતથી એટલે શબ્દે શબ્દ ...

થાય તો આપણું કામ થાય. ૧

મ જેમ મન રાખીને વાંચે, તેમ તેમાં સમજણ આવે; ળ્યો જાય ને મનમાં કંઈ વિચાર કરે નહિ. તો તે માંહેલી બધી મતલબ સમજે નહિ. ૨

---

**પાઠ ૩ જો.**

ચકલી(ના) મોટી ચલ્લી.
લાવ્યો=લેઈને આવ્યો.
પૂછ્યું=તજવીજ કીધી.
રાણા (ના) રાજા.
તપેલામાં(ના)પાતેલામાં
બારણામાં (ના) ઘરમાં.
પેસાશે (ક્રિ) અવાશે, જવાશે.
પાટો (ના) લાંબુ ફાડેલું ચીથરૂં.
કલો (ના) ચકલો.
ારીને (કૃ) રાંધવા મૂકીને.
ધી (વિ) સઘળી.
ડા (ના) છોરીઓ.
તારો=લઈ લેઓ.
ંખી (ક્રિ) ફેંકી.

**પાઠ ૪ થો.**

ફરિયાદ=રાવ; અરજ.
એકલાં (વિ) જાતે.
પકડાવી (કૃ) ઝલાવી.
મગાવ્યો=બોલાવ્યો.
મહારાજ=મોટા રાજા.
ગભરાઈને (કૃ) અકળાઈને, ગભરો થઈને.
હુકમ (ના) ફરમાસ.
કને (અ) પાસે; સોડે.
જવાબ (ના) ઉત્તર.
દીધો (ક્રિ) વાળ્યો.
જુઠો (વિ) લબાડ.
સાહેબ(ના) મેહેરબાન.
ફાડીને (કૃ) ચીરીને.
ફાડશો (ક્રિ) ચીરશો.
રીસ (ના) ગુસ્સો.

**પાઠ ૫ મો.**

બૂમેબૂમ=ઘાંટે ઘાંટા.
ગોવાળીઓ (ના) ગાય ભેંસનો ચરાવનાર.
ગોવાળ (ના) ગાયોનું ટોળું; ગોવાળીઓ.
છેવટ (અ) છેલ્લે.
ગોવાળણી (ના) ગોવાળીઆની બાયડી.
વાળ્યો (ક્રિ) દીધો.
કાઢ્યો=બાહાર આણ્યો
નાંખ્યો (ક્રિ) ફેંક્યો.
ફૂટી (ક્રિ) ભાંગી.
કાણો (વિ) એક આંખે આંધળો.
આગળ (અ) પાસે.
ખીર=મોળો દુધપાક.
પોળી (ના) પડવાળી પાતળી રોટલી.
બાપા (ના) બેહેન

**પાઠ ૬ ઠો.**

તપાવી (ક્રિ) ઉનીકરી.
પાટલો (ના) લાકડાના પાટીઆનું કરેલું

બેસવાનું.
લુચ્ચાઈ (ના) દોંગાઈ.
હોકર્યો (ક્રિ). માર્યો; અ-
કાળ્યો; ઝીક્યો.
લાલચોળ (વિ) રાતી
રાતી; ધગધગતી.
દોરી (કૃ) તેડી.
જોડે (અ) સાથે.
લોઢી=લોઢાની તાવી.
ખૂબ (અ) ઘણીજ.
બૂમ (ના) પોકાર; ઘાંટો.
ઉઠી (ક્રિ) ઉભી થઈ.
દાઝી (ક્રિ) બળી મુઈ.
ખોટી (વિ) જાૂઠી; બ-
નાવટની.
પેઠે (અ) માફક.
વાંક (ના) તકસીર.
ફળ (ના) ફાયદો; હાંસલ.

**પાઠ ૭ મો.**

બહુ (વિ) ઘણું; મસ.
છોડી (ના) છોકરી.
ગાગર (ના) પાણી ભ-
રવાનું ઘડા કરતાં
મોટું વાસણ.
ઓસડ (ના) દવા.
ઝેર (ના) વીખ; સોમલ.
સાજી (વિ) સારી.
રોજ (અ) હંમેશાં.
બગાડે (ક્રિ) ખરાબ કરે.
લૂગડાં (ના) કપડાં.
મેલાં (વિ) ખરાબ.
ડાહી (વિ) શાણી.
ખોટી=ખરાબ; આડી.
માને (ક્રિ) કહ્યું કરે.
માંદી (વિ) બીમાર.
વધારે (વિ) ઘણું; મસ.

**પાઠ ૮ મો.**

વરસાદ (ના) મેઘ.
ગીત (ના) રાગકાઢીને
ગાવાનું.
ઘેબરીઓ (વિ) ઘેબ-
રનાજેવો મોહો.
પ્રસાદ (ના) ખાવાનું.
નેવસે (ના) નેવાંએ.
કારેલું (ના) એક જા-
તની તરકારી.
દેડકો (ના) એક જા-
તનો પશુ.
ગાજે (ક્રિ) રાગ કાઢી-
ને બોલજે.
ઉની ઉની (વિ) ગર-
માં ગરમ; તાવીપ-
રથી ઉતરે તેવી.
શાક (ના) તરકારી.
નઠારી (વિ) ખરાબ.
તાણી (ક્રિ) ખેંચી.
સમજાછો? (ક્રિ) જા-
ણોછો? ખબરછે?

**પાઠ ૯ મો.**

એકજ (વિ) સરખુ.
જણસ (ના) ચીજ.
ટટ્ટુ (ના) નાનો ઘોડો.
પારકો (વિ) અતરાપી-
નો; બીજા કોઈનો.

**પાઠ ૧૦ મો.**

પાડુ (ના) બેસનું ખસ્સું
જાળવે (ક્રિ) સાચવે
રાતે=દીવા થયા પ
પટેલ=ગામનો ઉપર
નીરે (ક્રિ) નાંખે.
સંભાળ (ના) ખરદા
જતન (ના) બાલાશ
જફી=જુદી; મમત
વાછરડું=ગાયનું બચ્
વાડો (ના) ઘરની પા

છળ ઢોર બાંધવાની
મુક્ષી જગ્યા.
ચારો (ના) ઉગતું ઘાસ.
માંદુ (વિ) બીમાર; આ-
જારી; કાહેલી.
ઓસડવેસડ (ના) દવા
અને તેના ઉપાય.
ચારવાને=ચરાવવાને;
ઉગતું ઘાસ ખાવાને.
ખેતર (ના) અનાજ ત-
થા ઘાસ પાકે તે જગા
આણે (ક્રિ) લાવે.
ઊંચકીને (કૃ) ખાંધપર
લઈને; ઉપાડીને.
સુખી (વિ) સુખીઆરાં.

પાઠ ૧૧ મો.

ચેન (ના) મજા; સુખ.
અહીંઆંથી (અ) આ
ઠેકાણેથી.
ધીખાને=ફેરખાંને.
.પ=ચલાય; હરાય.
.ચાર (ના) મનસુબો.
.સે(અ) પાછળ.
.ાસરી=નાસી; નીકળી.
.ાગ (ના) દાવ; તક.

સમજાવ્યું (ક્રિ) શીખા-
મણ દઈને કહ્યું.
છૂટું (વિ) બાંધ્યાવગરનું
મન (ના) મરજી.
મજા (ના) રમૂજ.
ઘેલું (વિ) ગાંડું; અણ-
સમજુ.
દુઃખી (વિ) હેરાન.
જક (ના) જીદ; ખોસ.
છોડે (ક્રિ) મૂકે; મેલે.

પાઠ ૧૨ મો.

ફાવ્યો (ક્રિ) જડયો; હા-
થ આવ્યો.
અણસમજ (ના) બેસ-
મજ; બાનઅક્કલ.
વગડામાં (ના) વનમાં.
કોતર (ના) ગુફા.
સટકીગયું=નાસી ગયું.
ડાહ્યો (વિ) શાણો.
ઢોર= ચોપગાં જાનવર.
ઊંધી (કૃ) સુઈ.
મોડી રાતે=બહુ રાત
ગઈ ત્યારે.
છાનું માનું (વિ) છુપછુપ.
ઝાલીને (કૃ) પકડીને.

અંતે=છેલ્લે; છેવટે.
માનવી=કબૂલ કરવી.
ભલું (વિ) સારું; રૂડું.
પાડોશી (ના) પાસેના
ઘરમાં રેહેનારા.
ડાહ્યા=શાણા; સમજુ.

પાઠ ૧૩ મો.

છેક (અ) ઘણું; બહુ.
વાઘ (ના) ફાડી ખાનારૂં
કાબરચીત્રુ જાનવર.
માન્યું (ક્રિ) કહ્યું કર્યું.
વાસ (ના) રેહેઠાણ.
ચરવાને (કૃ) ઉગતું
ઘાસ ખાવાને.
પ્રાણ (ના) જીવ.
વનમાં (ના) રાનમાં.
દુખીઉં (વિ) હેરાન.
ચિત્ત (ના) મન.
અવસ્થા (ના) હાલ.
નાઠું (ક્રિ) જતું રહ્યું.
મનમાન્યું=મનને ગમ
તેટલું; દીલ લાગ્યું.
વળતી (અ) પછી.
અજાણ= જાણીતું ન-
ને; (અચિંતુ).

## (કવિતાની સમજુતી) (૨)

વાડામાં બધાં ઢોર બાંધ્યાં હતાં, તેમાંથી એક પાડું છુટીને છેક આઘું નાસી ગયું; તેને ઘાસ ખાવાનું મન થયું તેથી નાસીને તે જંગલમાં જતું રહ્યું. (૧)

પછી ત્યાં જંગલમાં એક વાઘે તેનો જીવ લીધો, એવું અજાણપણે તે દુખીઉં થયું; જે બધાથી છુટું થવા જાય (બધાના મતથી ઉલટું ચાલે), તેના એવા હાલ સમજવા. (૨)

---

**પાઠ ૧૪ મો.**

માટી (ના) મટોડી.
પખાળેકે=ધોઈનાખેકે.
ચીકણી=ચોંટે એવી.
ડીકરાના (ના) કાદવના.
ભરવાના (કૃ) ઘાલવાના.
આઘરકે (ક્રિ) જમાવે.
જાત (ના) તરેહ; રીત.
ગોરસ (ના) દહીં દુધનું પાટીઉં-હાલ્લું.
કોડીઆં (ના) દીવા કરવાના માટીના પ્યાલાં.
નરમ (વિ) પોચી.
કામની (વિ) ખપની.
ગોળી=પીવાનું પાણી ભરીમૂકવાની માટલી.
બેડું=ગાગર ને ઘડો.
દોહણી (ના) છાશ લાવવાની ઘાડવી.
દાણા (ના) અનાજ.

**પાઠ ૧૫ મો.**

પાળે (ના) કોરે; કોરાણે.
વાગ્યા (ક્રિ) ઈજા થઈ.
બગાડ (ના) નુકશાન.
ફેંકવા (ક્રિ) નાખવા.
કાયર (અ) હેરાન.
મંડ્યા (ક્રિ) મચ્યાં.
તળાવ=નાનું સરોવર.
પથરે (ના) પથરાથી.
જવાબ (ના) ઉત્તર.
ધડાધડ (કૃ) જોરથી.
ગરીબ (વિ) અનાથ.
શા માટે (અ) કેમ? શું કરવા?
રમત (ના) ખેલ; ગમત.
સંભાળીને=સાચવીને.
કશો એ (વિ) કંઈપણ.

**પાઠ ૧૬ મો.**

બેનપણી (ના) સહિયર
નોતરૂં (ના) તેડું; કેડણ.
ભુંગળી (ના) બળતું વાની વાંસની.
વેલણ (ના) રોટલી વણવાનું હથિયાર
તપેલી (ના) પાતેલી
કડછી (ના) નરમ દ લેવાનું પિત્તળ કે ઢાનું હથિયાર.

તાસક (ના) ઢાંકણું.
વખત (ના) વેળા; સમય.
રાંધ્યું (ક્રિ) રસોઈ કરી.
તેવડે (અ) તેગણું કરીને.
થાળી=નાનો ખુમચો.
વાડકા (ના) ધાતુના ચલાણા.
લાવીને (કૃ) આણીને.
મૂક્યું (ક્રિ) મેલ્યું.

## પાઠ ૧૭ મો.

મણા (ના) કસર.
ધાણી (ના) શેકવાથી ફુટે-લું અન્ન, તે જુવાર બાજરી વગેરે.
ખાવાનું (ના) કાચું કો-રૂં શેકેલું તે.
પહુંઆ=ભાતને શેકીને ...ડી બનાવેલા તે.
=ખરાબ બોલવું.
ના) આદત; ખો.
(ક્રિ) વધે છે.
એ (વિ) લગારે.
મો (ના) ટંટો.
ી (ક્રિ) મેલાવી.
ીશ (ક્રિ) આણીશ.

વેહેલી (વિ) જલદી.

## પાઠ ૧૮ મો.

છોટીઓ=નાનોભાઈ.
નાનું (વિ) નાદાન.
બાળક (ના) બચ્ચું.
મેલાય (ક્રિ) મૂકાય.
દેખાયછે=જણાયછે.
ભાણો (ના) ભાણીઓ; ડાકરો; (બેહેનનો છોકરો.)
આટલી (વિ) આવડી.
વાર (ના) વખત; દેર.
રોતો (કૃ) રડતો.
તેડવા (કૃ) બોલાવવા.
કામ (ના) ખપ; જરૂર.
હજી (અ) અત્યારસુધી.
અલી (ના) છોકરીને નામ દીધા વગર બો-લાવવું તે.

## પાઠ ૧૯ મો.

નિશાળીઆ (ના) નિ-શાળમાં શીખનારા છોકરા.
કૂદાવતી (કૃ) કૂદકારા મારતી.

લાકડી (ના) ડંગોરી.
ભણેલાં (કૃ) શીખેલાં.
પરિક્ષા (ના) તપાસ.
ઈનામ=સરપાવ; ખુશી થી કંઈ આપવું તે.
સાહેબ (ના) શીનોર; ટોપી વાળો.
બાકીના=રહેલા છોકરા
મેહેતાજી (ના) ગુરૂજી.
જોવા (કૃ) તપાસવા.

## પાઠ ૨૦ મો.

ઉતાવળ (ના) તાકીદ.
અલ્યા (અ) છોકરાને નામ દીધા વગર બોલાવવો તે.
સામટું (વિ) એકવારે.
નીકળ્યો (ક્રિ) બાહાર આવ્યો.
ગાગર (ના) ઘડા કરતાં મોટું વાસણ.
મૂડો (ના) બાચકો.
સાંકડું (વિ) નાનું.
અટકી (કૃ) થકાઈ.
જણ (ના) માણસ.
પડતાં મૂક[illegible] નાં-

ખ; ફેરેવા દે.
ઝટ (અ) જલદી; તુરત.
પેઠે (અ) માફક.
ફેરે (ના) વખતે.
છેલ્લીવારે=આખરે.
લગાર (વિ) જરા.
ભણુવામાં=શીખવામાં.

**પાઠ ૨૧ મો.**

સાત પૂછડીઓ (ના) સાત પુછડીવાળો.
પૂછડીઓ=નાના પૂછડાં
બાંડો (વિ) પૂછડાં કપાઈ ગયલો.
ખીજવવું (ક્રિ) ચીડવવું.
કપાવી (કૃ) વડાવી.
હજામ (ના) વાલણુ.
ચીડવે (ક્રિ) ખીજવે.
બેટા (ના) દીકરા; છોકરા.
ખીજવ્યાથી (કૃ) ચીડવ્યાથી.
ખીજીએ=ચીડવાઈએ.

**પાઠ ૨૨ મો.**

કામકાજ (ના) ધંધો રોજગાર.
સાંધા (ના) કટકા.
દરજી (ના) મેરાઈ; સઈ.
કલમ (ના) લેખણુ.
કોદાળી=ખાંચવા જેવું ખોદવાનું હથિયાર.
ભિખારો (વિ) બાપડો.
ધોબી=લૂગડાં ધોનાર.
અક્ષર (ના) હરફ.
મજૂર=વૈતરો; હેલકરી.
બાઈડીઓ=બઈરીઓ.
સૂતર=રૂનેકાંતીને લાંબા કાચા દોરા કરેલા તે.
મોતી (ના) મુગતાફળ.
ખપ (ના) જરૂર; કામ,
વાળવા (કૃ) મરડવા.
વળાય (ક્રિ) મરડાય.
કાંતે (ક્રિ) રેંટીઆ વતી લાંબા તાંતણાં કરે.

**પાઠ ૨૩ મો.**

ધ્યાન (ના( ચિત્ત; મન.
પાંસરા (વિ) સીધા,
ફરો (ક્રિ) ચાલો; હરો.
વેળાસર (ના) વખતસર.
માયા (ના) હેત.
મન (ના) ધ્યાન; ચિત્ત.
વદવું (ક્રિ) લઢવું.
ભૂલ (ના) ચુક; ગફલત.
પાઠ (ના) ધડો.
ભણવો (ક્રિ) શીખવો.
બતાવે (ક્રિ) દેખાડે.
કદી (અ) કદાચ.
ખોટું (વિ) ખરાબ.
ફરીને (અ) હવે પછી.
ધૂળ (ના) રજ.

**પાઠ ૨૪ મો.**

નિત્યે (અ) રોજ.
નીસરી (કૃ) નીકળી.
ચિત્ત (ના) ધ્યાન; મન.
રૂડી (વિ) સારી.
પેર (અ) રીત; પેઠે.
ગુરુની (ના) મેહેતાજી.
ચોડી (કૃ) લગાડી.
શિક્ષા (ના) શીખામણ
સમજ=ધ્યાન આપે
પાંસરૂં (વિ) સીધું.

**(કવિતાની સમજુતી) (૩)**

ભાઈઓ તમારે રોજ નિશાળમાં જવું, ને ધ્યાન રાખીને

ભણવું; ને મેહેતાજી આપણા ફાયદાની વાત કહે, તે બધાએ સારી રીત માનવી. (૧)

તમે રમતમાં ચિત્ત નહિ રાખો, ને વાત કહું તે સારી પેઠે સમજો; નિશાળમાંથી જેવારે છૂટી થાય ત્યારે ત્યાંથી નીકળી પાંસરા ઘેર આવવા જવું. (૨)

---

### પાઠ ૨૫ મો.

વિગ્આવાની (કૃ) જ-ગુવાની.
ગાડાવાળો (વિ) ગાડું હાંકનાર; ગાડી ચલાવનાર.
ઘેરીને (કૃ) ઘેરીને.
નીચે (અ) હેઠળ.
વિયાર્યું (ક્રિ) પાર્યું.
રસ્તો (ના) માર્ગ; વાટ.
ઠેકાણું (ના) જગો; મુકામ
પારો (વિ) બાપડો.
રી (વિ) મજાની; વાંચવા લાયક.
મ (ના) જ્યાં થોડાંક ઘરની વસ્તી હોયતે.
(ક્રિ) ઉભીયા.
રખ (વિ) બેવકૂફ.
ડાડી (ક્રિ) ઉભીકરી.

### પાઠ ૨૬ મો.

શેરડી (ના) ગળ્યા રસનો સાંઠો.
ટોપલી (ના) વાંસની છાલનો નાનો ટોપલો.
નળીઆં (ના) છાપરા-પર ઢાંકવાને સારૂ માટીના બનાવેલા નળના બેભાગ કરી પકવેલાં તે.
કોપરાં (ના) ટોપરાં.
ભીંતો (ના) કાદવનો કરો.
છાયું (ક્રિ) બનાવ્યું.
દાણા (ના) અનાજ.
માર્ગ (ના) રસ્તો.
છાપરૂં = ઘરનું ઢાંકણ.
કાઢીને (કૃ) બહાર આણીને..
ભારો (ના) મોટી ભારી.

કનેથી (અ) પાસેથી.
ધણી = માલીક; શેઠ.
દાંડા (ના) સાકટા.
ટોપરાં (ના) કોપરાં.
વિઆયું (ક્રિ) જણ્યું.

### પાઠ ૨૭ મો.

કમાડ (ના) બારણું.
ભીંતરડી (ના) ભીંત.
ઉઘાડશો = ખુલ્લાકરશો.
છાયાં (ક્રિ) ઢાંક્યાં.
કેરાં (અ) નાં; તણાં.
રખડવા (કૃ) રઝળવા.
બારણાં (ના) કમાડ.
આડું (વિ) ઉંધું; વાંકુ.
વાશીને (કૃ) દઈને.
વલે (ના) હાલ; હવાલ
ચરવા (કૃ) ચારો ખાવા.
આમ (અ) આવીરીતે.
ઉઘાડો (ક્રિ) ખુલ્લા કરો.

## પાઠ ૨૮ મો.

અમથી=ખોટી; જુઠી.
આહાર (અ) આરણે, (ઘરથી વેગળું).
આડું=ઉંધી સમજનું.
આવડતું (કૃ) જાણતું.
રઝળવા (કૃ) રખડવા.
સુખી (વિ) સુખીઆરૂં.
બનેલી (વિ) બનાવેલી.
ખરી (વિ) સાચી.
બનેલી (કૃ) થયલી.
સમજ (ના) અક્કલ.
દુઃખ=વીપત; આપદા.

## પાઠ ૨૯ મો.

રોતો (વિ) રડતો.
મવારમા=વાહાણામાં.
નફેર (ના) નખોરીઆં.
ઘોઘેણું (વિ) ઉઘાડું.
ચોપડયાં (ક્રિ) લગાડયાં.
તાણતો (કૃ) ખેંચતો.
ભેંકડો (ના) મોટે સાદે રડવું તે.
લાહે (ના) આગ; અગન.
સરખી (વિ) બરાબર.
બળવા=અગન ઉઠવા.
મટી (ક્રિ) જતીરહી.
મૂકી (ક્રિ) મેલી; છોડી.

## પાઠ ૩૦ મો.

તાંબુ } (ના) ધાતુનાં
પીતળ } નામ.
તાંબાકુંડીઓ (ના) પાણી ભરી રાખવાનું બે કડાનું વાસણ.
ધોળાસપર (ના) સફેતી ઉપર.
અથડાય (ક્રિ) અફળાય.
માંજેલાં (કૃ) અજવાળેલાં; ચોખ્ખાં કરેલાં.
સાચવવાં (ક્રિ) સંભાળવાં
ગરમાં (ના) રાંધેલું ઢાંકી મુકવાને મોટા વાડકા જેવાં વાસણ.
ગોભાય (ક્રિ) ખાડો પડે.
ચળકતાં (કૃ) ઝળકતાં.
લાલ (વિ) રાતાં.
કથરોટ (ના) થાળી જેવું છાછરૂં પણ તેથી મોટું કોરણવાળું વાસણ.
લોટા (ના) કળશીઆ.
જણાયછે=દેખાયછે.
તપેલા (ના) પાતેલાં.
લોટીઓ=કળશીઓ.
કાસું (ના) એક જાતની ખરડ ધાતુ.
ભોંય (ના) જમીન.
કદાસ (અ) કોઈ વખત.
ફૂટી (કૃ) ભાંગી.

## પાઠ ૩૧ મો.

નાનીશી (વિ) નાનીસરખી; નાની કેમ.
પોતડી (ના) ધોતડી.
પિછોડી (ના) ખાંધે નાંખવાનું લૂગડું.
હીરકોરી (વિ) રેશમની કોરની.
હલકા (વિ) થોડી કિમ્મતની; (થોડા વજનની).
જામદાની (ના) એ જાતનું ઝીણું બુટ્ટેદાર લૂગડું.
ફાટેલી (વિ) ચીરાયલી.

અંગરખી (ના) નાની ડગલી.
દીકરો (ના) છોકરો.
ગરીબ=પૈસા વગરનો
ધોતી (ના) ધોતડી.
ખભે (ના) ખાંધ ઉપર.
નામાં (ના) નામ.
શીખીશ (ક્રિ) ભણીશ.
માટે (અ) કાજે; લાસ્તે

**પાઠ ૩૨ મો.**

વાગોળવું (ક્રિ) ખાધું હોય તે પાછું મોમાં લાવી ચાવવું.
માખણ (ના) છાશ ઉપર ની તરી.
ખરીઓ=પગનાં તળીઆનો કઠણ ભાગ.
હુલાવે (ક્રિ) હીલવે.
ફાટ (ના) ચીરો.
ભાવે (ક્રિ) સ્વાદ લાગે.
બબે (વિ) બે.
ચરે છે=ઘાસ ખાય છે.
ચાવવું (ક્રિ) દાંતેવતી ભ-ચરડવું; ચોળવું.
ઘી (ના) માખણને તાવીને બનાવેલું તે.
શી શી (વિ) કઈ કઈ?
મથાળે (ના) ઉપર; ઉપલા ભાગ પર.
ગોધો (ના) સાંઢ; આખલો.

**પાઠ ૩૩ મો.**

ગુણ (ના) ફાયદો, ખુબી.
આધાર (ના) આશરો.
અગણિત (વિ) ગણાય નહીં તેટલા; (ઘણા-જ.)
પશુ (ના) ચોપગાં જનાવર.
ખાંતે (ના) ખુશીથી.
જન (ના) માણસ.
જન્મતી (વિ) અવતરતી.
પંખી (ના) પાંખવાળા પશુ.
નર (ના) માટીડો; ભાયડો
સુખદાતાર (વિ) સુખ આપનાર.
નાર (ના) બાયડી; બઈરી.
દે છે (ક્રિ) આપે છે.
ઘણું કરી (અ) ઘણું કરીને.

## (કવિતાની સમજુતી.) (૪)

ગાયમાં ખૂબી ઘણી છે, ને તે બધાને સુખ આપનારી કહેવાય છે; તે દહીં દૂધ ઘી સૌ આપે છે, ને તે બધાં માણસો ખુશીથી ખાય છે. (૧)

પશુ, પક્ષી, ભાયડા, ને બાયડી બધાને જન્મ થતી વખત જુઓ તો ઘણું કરીને ઘી ને દૂધ એજ જીવને આધાર આપે છે. (૨)

### પાઠ ૩૪ મો.

દૂધપાક(ના)દૂધમાં ચોખા ખાંડ નાંખી રાંધીને કરેલો પાક.
ચાસણી (ના) ઉનું કરી ચિકાશ લાવવો તે.
બુરૂં(ના)ધોએલી ખાંડ
ઠારે=ઠંડકથી કઠણ કરે.
વલોવે(ક્રિ)બેહાથે ઘોળે.
માવો(ના)દૂધને બાળીને લોચા જેવું કરેલું તે.
બડબાં=ઠેબલાં; ગઠા.
તાવીને (કૃ) ઉનું કરીને.
પેંડા(ના)માવામાં ખાંડ નાંખી ગોળી વાળેલી તે.
જમીજાય (ક્રિ) બંધાઈ જાય.
લોચો(ના)લોંદો;લપકો
રાંધીને (કૃ) બાફીને.
ભેળીને(કૃ) મેળવીને.
ખટાશ=ખાટી ચીજ.

### પાઠ ૩૫ મો.

જૂઠો=લબાડ માણસ.
લેખણ (ના) કલમ.
સંતાડીને(કૃ)છુપાવીને.
છાનામાના(વિ)કોઈન-હી જાણે તેમ.
પડેલી(કૃ) પડી ગયલી.
માન્યું (ક્રિ) કબુલ કર્યું
ટેવ (ના) આદત; ખો.
વેળા (ના) વખત.
પાઈ (ના) પઈ.
દીઠી (ક્રિ) જોઈ.
ખોટી (વિ) ખરાબ નઠારી.

### પાઠ ૩૬ મો.

પાવલી(ના)ચારઆનાનો સરકારી છાપનો રૂપાનો શિક્કો.
માનવું(ક્રિ) કબુલ કરવું.
ચોરી (ના) છાનામાના લીધાં; (કંઈ ચીજ છુપી રીતે લેવી તે.)
કાગળ (ના) તાવ.
લટકાવી(કૃ) ટીંગાવી.
કોટ (ના) ડોક; ગળું.
ફજેતી (ના) ગેરઆબરૂ.
છાનુંછાનું= ચુપ ચુપ કોઈ નહીં જાણે તેમ
પકડાઈ (ક્રિ) ઝલાઈ.
ચોડીને (કૃ) ચોટાડીને.

### પાઠ ૩૭ મો.

દીકરાની(ના) છોકરાની
વાળુ=રાતનું ભોજન.
વઢવું (ક્રિ) લડવું.
પેહેલાં (અ) અગાઉ.
શરમાયો=લજવાયો.
સોંપ્યો (ક્રિ) હવાલે કર્યો; તપાસી આપ્યો.
હવાલ (ના) હાલ.
તેડાવીને(ક્રિ)બોલાવીને
વાત(ના)હકીકત;બીના.

### પાઠ ૩૮ મો.

જૂઠ (ના) જૂઠીવાત.
સાચ (ના) સાચી વાત.
કદી (અ) કોઈ વખત
ઉપાય (ના) ઈલાજ.
પાપી(વિ) દુષ્ટ; નઠારો
સ્નેહ (ના) હેત; પ્રીત.
દેહ (ના) શરીર; કાયા.
રાચે (ક્રિ) ખુશી થાય
શોભે=સારી દેખાય.
જગપતિ(ના)જગતનો

બનાવનાર ઈશ્વર. | પૂરો (વિ) બરાબર. | સુખ (ના) ચેન; મઝા.

## (કવિતાની સમજુતી). (૫).

જે માણસ જૂઠું બોલે છે, તે બરાબર પાપી છે, તે માટે ન્હાના છોકરાઓ એવું કામ તમે કરો નહીં. (૧).

સાચું બોલવામાં ઘણું સુખ છે, સાચાથી બધાનું હેત વાહાલ વધેછે, તેમ સાચાથી જગતનો બનાવનાર જે ઈશ્વર તે પણ ખુશી થાયછે, ને તેથી આપણું શરીર પણ સારૂં દેખાયછે. (૨).

---

### પાઠ ૩૯ મો.

મેવો(ના)દરાખ. ચારોળી,પસ્તા,બદામ;તેમજ જાંબુ,કેરી,જરદાલુ વગેરે ફળ.
ગાંધીની (ના) નેસ્તીની.
બદામ(ના)એકજાતનો ઠળીઆવાળો મેવો.
દુકાન (ના) બજારમાં માલ વેચવાનું ઠેકાણું.
ઓળખીતા(ના) પીછાનવાળો;જાણીતા.
દરાખ(ના)લીલો મેવો.
કાજુ(ના)મેવાનું નામ.
વાટી(ના) કોપરના ગોટાનું અડધીઆં.
મગફળી(ના)મગની શીંગ; (વિલાતી) શીંગ.
ખજૂર (ના) ખજુરીનું ફળ.
મામા (ના) માનાભાઈ
ચારોળી (ના) મેવાનું નામ.
બતાવી (ક્રિ) દેખાડી.
ભાણીઆ (ના) ભાણા.
ખારેક (ના) સુકાયલું ખજૂર.

### પાઠ ૪૦ મો.

વાર (ના) અઠવાડીઆનો દિવસ; વખત.
ચંદ્રમા(ના)ચાંદ;ચાંદો.
ઘણાબરા=ઘણાએક.
સરસ્વતી (ના) ભણતર; શારદા; વિદ્યા
દિવસ (ના) દહાડા.
વિદ્યા (ના) ભણતર.
રવિવાર=સૂરજનોવાર.
સોમવાર(ના)ચંદ્રમાનો વાર.
કેડે (અ) પછી; પૂઠે.
ગુરૂ (ના) બ્રેસ્પતવાર.
મૂકેછે (ક્રિ) બેસાડેછે.
સરખા (વિ)બરાબર.
ચાલ (ના) રીત; ધારો.

**પાઠ ૪૧ મો.**

જબરી (વિ) જોરાવર.
પહાણામાં=સવારમાં.
માંસ (ના) ગોસ.
ચરચાર (વિ) ચારચાર.
કીડા=ઝાંખા જીવડા.
કૂદતા (કૃ) ઠેકડામારતાં.
ડોલતો (કૃ) ધ્રુણુતો; સે-
હેકાતો.
જનાવર (ના) જાનવર.
સાંજ (ના) દીવા બત્તીનો
વખત; સંધ્યાકાળ.
ઝાંઠ (વિ) ઝુચ્ચા.
માળો=પક્ષિનું રેહેઠાણ.
અનાજ (ના) દાણો.
સુએલાં=મરી ગયલાં.
ફોડી (કૃ) ફોલી; ભાગી.
નસાડે (ક્રિ) હાંકી મૂકે.

**પાઠ ૪૨ મો.**

ભાળો (ક્રિ) જુઓ.
કાગ (ના) કાગડો.
પાંખાળો=પાંખવાળો.
રાગ (ન) ગાવાનો સોર
રૂપાળો (વિ) સારો; શોભિતો.
ચોંપે=ફતાવળા થઇને.
ચાંપે (ક્રિ) દાબે; માગે.
હણવા (કૃ) મારવા.
જલદી (અ) તુરત; ઝટ.
ચતુર (વિ) ડાહ્યો.
કોય (વિ) કોઇ.
ચેતી (કૃ) જાણી; સમજી

## (કવિતાની સમજુતી) (૬.)

સાંજે જઇ સુવા સારૂ માળો બાંધવા બેઠો, એવા એક કાગડાને જોયો; તે બે પાંખવાળો બોલતો હતો, પણ તેમાં રાગ સારો નહિ હતો. (૧).

કોઇ માણસ હાથમાં કાંકરો લઇને, તેને ચુપકીથી તાકીને મારવાનું કરે, તો તે ચંચળ જાત મનમાં જાણીને તુરત ઉડી જાયછે. (૨).

---

**પાઠ ૪૩ મો.**

સગાં (ના) સગા વાહાલા
પીતરાઇ (ના) કાકાના વંશના; કુટુંબી.
સાળીઓ=વહુની બેનો.
મોળાઇ (વિ) મોસાળ
તરફના.
બનેવી (ના) બેહેનનોવર.
ભત્રિજો (ના) ભાઇનો
છોકરો.
માસો (ના) માસીનોવર.
ભાણેજ (ના) બેહેનનો
છોકરો.
કૂઓ (ના) કોઇનો વઃ
વર (ના) માંટી; ભરથાર
વહુ (ના) બાયડી.
સાળો (ના) વહુનોભાઇ

**પાઠ ૪૪ મો.**

જમાઈ=છોકરીનોવર.
સંપસંપીને (ક્રૃ) હળીમળીને.
સાવકાં (વિ) બાપ એક ને મા જૂદી તે; ઓરમાઈ.
વેવાઈ (ના) છોકરી કે છોકરાનો સસરો.
ઓરમાઈ (વિ) સાવકાં
વેવાણ (ના) છોકરા કે છોકરીની સાસૂ.
સગાં (વિ) એક મા તથા એકજબાપનાપેટના
હુંધભાઈ(ના) આગળી-આત; ડોડાસ.
બનતું (ક્રૃ) હળીમળીને રેહેવાતું.
દીકરી (ના) છોકરી.
રવહુ=મોટી બાઈઅર.

પાઠ ૪૫ મો.

કાપડ (ના) કપડ;લૂગડાં.
બજાર (ના) મોટું બજાર.
ફાટ્યું (ક્રિ) ચીરાયું.
સાડી (ના) એક જાતનું જાડું કપડું.
દોશીવાણીઆ (ના) કાપડીઆ; લૂગડાંવેચનારો.
વાગોતર (ના) ગુમાસ્તો.
ખાસ્તો (ના) એક જાતનું કપડું.
સેલું (ના) કસબના છેડાવાળું લૂગડું.
હાટ(ના)બજાર; દુકાન.
જાજમ (ના) બીછાવવાનું સારૂં ઉંચ પાથરણું
કાજે (અ) વાસ્તે.

પાઠ ૪૬ મો.

મહિના (ના) ૩૦ દહાડાની મુદત.
દીવાળી(ના) વર્ષનો છેલ્લો દહાડો; (આસો વદ અમાસનો દિવસ).
રામનવમી (ના) રામજીનો જન્મદિવસ, ચૈત્રસુદનોમનોદહાડો.
શિયાળો (ના) ટાડની મોસમ.
ઉતરાણ=મકરસંક્રાંતિ.
અખાત્રીજ (ના) તેહેવારનો દિવસ વૈશાખ સુદ ત્રીજનો દહાડો.
ઉનાળો (ના) તાપની મોસમ.
વસંત(ના) રાગનું નામ; રૂતુનું નામ.
વરસ (ના) શાલ (બાર મહિના).
ટાઢ (ના) ઠંડ; હીમ.
પર્વ(ના)તેહેવાર.
દેવદીવાળી(ના) કાર્તિકસુદ ૧૫ નોદિવસ.
ત્યારકેડે (અ) ત્યારપછી.
વસંતપંચમી(ના)વસંતરૂતુ બેસવાનો દિવસ (માહસુદ પાંચેમ.)

પાઠ ૪૭ મો.

ચોમાસું (ના) વરસાદની મોસમ, (જેઠ, અખાડ શ્રાવણ ને ભાદરવો એટલા ચાર મહિના).
પજુસણ (ના) શ્રાવક લોકોનાતેહેવારો;(શ્રા

વણુવદ ૧૧ થીભાદર-
વા સુદ ૪ સુધી.)
ગોકળ આઠેમ (ના) શ્રી
કૃષ્ણનો જન્મ દિવ-
સ; (શ્રાવણુ વદ ૮).
શ્રાવણ(ના)હિંદુનાવર-
સનો ૧૦મો મહિનો.
પખવાડીઉં (ના) પંદર
વાડીઉં; (પંદર દહા-
ડાની મુદ્દત.)
ગણુપતિચોથ (ના) ગ-
ણુપતિનો જન્મદિ-
વસ; ઢગરા ચોથ;
(ભાદરવા સુદ ૪).
વરસાદ (ના) મેઘ; મેહ.
શરાધિઆ (ના) મુએલાં
ની ક્રિયા કરવાના ત-
હેવારો.(ભાધરવા સુ-
દ પુનેમથી ભાધરવા
વદ અમાસ સુધીના
૧૬ દહાડા).
તિથિ (ના) રોજ,મીતી.
ઉતરતાં (કૃ) પુરો થતાં.
દશરા= વિજય દસમી;
(આસો સુદ દસેમ.)

દીવાસો(ના) મોટો તહે-
વાર તે સો પરબનો
માસો, એ દિવસથી
બધા તહેવારો શરૂ
થાયછે, (અસાડ વદ
અમાસનો દિવસ.)
મેળા (ના) તમાશા.

### પાઠ ૪૮ મો.

વાજાં (ના) રાગ કાઢવા-
ના યંત્રો.
વરઘોડો(ના) વર પરણવા
જતી વખતનો વા-
જાં ઢોલ સાથેનો
રસાલો.
દેવળ (ના) દેરૂં, મંદીર.
નાદ (ના) અવાજ.
સરણાઈ (ના) પીપી.
તતુડાં (ના) રણશીંગડાં.
ઝાંઝ (ના) તાસાં; કર-
તાલ.
નગારાં (ના) ઢોલ.
ઝમકારો (ના) રણકો.
ભુંગળ(ના) લાંબુંવાજું.
કુડાણું (ના) અઢરડું.
ઘડીઆળ (ના) વખત
જાણવાનો સાંચો.
પખાજ (ના) મરદંગ.
વાહવા(અ) ઓહો!
ઢોલ (ના) મોટું નગારૂં.
સાદ (ના) અવાજ.

### પાઠ ૪૯ મો.

જન્મગાંઠ(ના) વરસગાં-
ઠ; જન્મ દિવસ.
વરસગાંઠ (ના) શાલગી-
રી; જન્મ તિથિ;
જન્મ દિવસ.
રાઈતાં(ના) દહીંમાં કુળાં
દુધી, ચીભડાં, વગે-
રે સમારીને નાંખી
લચકા જેવું કરી મે-
ળવેલું.
બીડાં=પાનની બીડી.
પાનસોપારી (ના)તં
ળ ને ફોફળ.
કંસાર=મોટી લાપસી
અડાડયો=અડકાડયો.
કઢી (ના) છાસને ઉકાળ
ને માંહે મીઠું મરચ
ને અળદ નાખેલી
જમવાનું (ના) જમણ.

ભોજન.
મન (ના) સ્હેજ્જત.
નેડયો (કૃ) બોલાવ્યો.
મંડયો (ક્રિ) મચ્યો.

**પાઠ ૫૦ મો.**

ગોળ-ખાઈ (ના) સુખડાઈ.
ઉતારવી=ઊતરી કાઢવી.
સાબુ (ના) મેલ કાઢ-
નારી ચીજ.
દાતણ=આવળ કે બા-
વળની સોટીનો કકડો
શરીર (ના) દીલ, અંગ.
ગૂમડાં (ના) મોટા ફોલ્લા.
ઉલ (ના) મોઢામાંનુ વાસ
મારતું વાસી થુક.
ફિકર (ના) ચિંતા.
ફોલ્લો (ના) સળો; ફોલ્લા.
ગંધાય (ક્રિ) વાસ મારે.
ધસવા (ક્રિ) ચોળવા.
જૂઓ (ના) માથામાં
કીડીના જેવા ઝીણા
જીવડા પડે છે તે.
મસળવું (વિ) ચોળવું
ગંદા (વિ) ગોબા.
સાજા (વિ) સારાં; સુખી.
ચોખ્ખાં (વિ) સાફ.

**પાઠ ૫૧ મો.**

ઉપણું (ક્રિ) વાદેઈ કસ્ત
ર કાઢે; ઝાડકે.
તાપ (ના) ગરમી.
ભુઓ (ના) સોંદો; બચકો.
પાકવું (ક્રિ) નીપજવું.
ઉથલાવીને (કૃ) ફેરવીને.
કસેડું=ડીકરાની તાવી.
લોઢી (ના) લોઢાનીતાવી.
ખેડવું (ક્રિ) જમીન પો-
ચી પાડવી.
શેકવું (ક્રિ) અરૂંકરવું.
વાવેછે (ક્રિ) રોપેછે.
ફગી (કૃ) ફુરી.
કાચું (વિ) રાંધ્યાવગરનું.
લોટ (ના) આટો.
ધડેછે (ક્રિ) ટીપેછે.
મેર (ના) બાજુ; તરફ.
લાલ (ના) રંગીલા; રંગીલા

## (કવિતાની સમજુતી). (૭)

દૂધને રોટલો (દૂધમાં રોટલો ચોળીને) ને દહીંને ભાત (દહીંમાં ભાત નાંખીને), વળી લાડવા ને વાલ મારા લાલ ખાઈ જમો.

---

**પાઠ ૫૨ મો.**

ભલો (વિ) સારો.
ઠામણું (ના) ઠીમું; ઢેફો.
ઠીંચકા (ના) ઝોલા.
ગભરાવું (ક્રિ) અકળાવું.
પાણી=હાથનું ઠીચાણ.
વારો (ના) વખત.
બઝાડીને=વળગાડીને.
ખસેડયા=આઘા કર્યા
ધરાવું (ક્રિ) પેટ ભરીને
ખાવું; તરપત થવું.
આઘો (વિ) દૂર; વેગળો.
સામું (અ) તરફ.
દયા (ના) મેહેર; રેહેમ.
હીંચતા (કૃ) હીંચકા
ખાતા.
વેગળા (વિ) આઘા, દૂર.
પેટભરીને=ધરાઈને.

**પાઠ ૫૩ મો.**

કાતરી (કૃ) કરડી
લોક (ના) માણસો.

સંતાઈ (કૃ) છુપાઈ; ભરાઈ.
ચંચળ (વિ) હોંશીઆર.
તુરત (અ) જલદી; ઝટ.
સર્વે (વિ) સઘળા; બધા.
ફુંકતો (કૃ) ફુંક મારતો.
ખૂણે ખાંચરે=દરમાં.
ભોંય=જમીન; ધરતી.
દીઠામાં (કૃ) જોવામાં.
જબરા (વિ) જોરાવર.
ઝાલવા (કૃ) પકડવા.
કશું (વિ) કાંઈપણ; જરા.

**પાઠ ૫૪ મો.**

રંજાડ (ના) તોફાન.
દીવટ (ના) જોત; બત્તી.
ધાડ (ના) લૂટારાની ટોળી.
કપડાં (ના) લૂગડાં.
ખાસાં (વિ) મજાનાં.
ઉપાય (ના) ઈલાજ.
મની (ના) બિલાડી; મંજારી.
પાર (નાં) છેડો.
વધ્યા (ક્રિ) વધીગયા.
પકડ્યા (ક્રિ) ઝાલ્યા.
માંડે (ક્રિ) મચાવે.
ગડબડ (ના) ગડબડાટ કરતી.
કરડી (કૃ) કાતરી.
મહા (વિ) મોટું; ઘણું.

**(કવિતાની સમજુતી). (૮).**

ઉંદરો હારબંધ વધી ગયા, તેમાં કેટલાક ઝાલ્યા પણ પાર આવ્યો નહીં; જેમ લૂટારાની ટોળી કેમ આવે તેમ તેઓ રાતે તોફાન મચાવી રહેછે. (૧).

તેઓ મજાનાં કિમતી લૂગડાં કરડી ખાયછે, ને દીવાની દીવેટ લઈ જાયછે; એને પકડવાનો એકે ઉપાય નથી, પણ જો બિલાડી મળે તો મોટું સુખ થાય (તે ઉંદરને પકડી લે). (૨).

---

**પાઠ ૫૫ મો.**

પાંદડાં (ના) પાંતરાં.
સાંભરેછે (ક્રિ) યાદ આવેછે.
બાપડી (વિ) બીચારી.
ઓઢવું (ક્રિ) શરીરપર ઢાંકવું.
વાળ=બાલ; નીમાળા.
ભૂલી (કૃ) વીસરી.
ભૂલશો (ક્રિ) વીસરસો.
ડીલ (ના) શરીર; અંગ.

**પાઠ ૫૬ મો.**

આંચળ (ના) થાન; પાઈ.
ધાવણાં (વિ) નાના; દૂધ પીતા.
જોર (ના) બળ; શ
કરડવા (કૃ) બચકું ભ
વગર (અ) વિના; શિ
આખલો (ના) ગો
એટલામાટે (અ) વાસ્તેજ.

કર્યાં (ક્રિ) બનાવ્યાં.

**પાઠ ૫૭ મો.**

આડપાલો (ના) આડનાંઝીણાં પાંતરાંતથા છોડ વગેરે.

કૂવો (ના) ઊંડો ખોદી કાઢેલો વહેતો ઝરો.

નદીઓ (ના) મીઠા પાણીનોધોધ પર્વતમાંથી નીકળેલો તે.

વાવ (ના) પગથીઆ વાળો પોહોળોઉતરવાનો કૂવો.

મોળું (વિ) મોળાસપડતું

મીઠું (ના) નીમક; (મીઠાસ વાળું).

ખારૂં (વિ) મીઠાના સ્વાદ જેવું.

જીવેછે (ક્રિ) ટટાર રહેછે.

ભરેલા (કૃ) ભરપૂર.

જોઇએતેટલું=કામજોગ; ખપ જેટલું.

**પાઠ ૫૮ મો.**

લખોટી (ના) લાખની ગોળી; મંજી.

ઠરે (ક્રિ) સાબીત થાય.

છાનોમાનો (વિ) ચુપચુપ

ગમે (ક્રિ) સારૂં લાગે.

ચોરવું (કૃ) કંઇ ચીજ છાનામાના લેવી તે.

ભૂલી ગયો (ક્રિ) વિસરી ગયો.

**પાઠ ૫૯ મો.**

મહીપતી (ના) રાજા.

પસ્તાય (ક્રિ) દલગીરથાય.

પાછળથી=પછવાડેથી.

ચાહન (વિ) ખુલ્લી, જાહેર.

ઝલાય (ક્રિ) પકડાય.

નર (ના) માણસ.

સમજી (કૃ) જાણી.

બાંધીમારે (ક્રિ) ફટકાનો માર મારે.

## (કવિતાની સમજુતી) (૯).

ચોરીમાં સુખ સમજીને જે માણસ કોઇને ત્યાં ચોરી કરીને વે; તે પછી ચોરીથી થતું દુઃખ જયારે જુએછે, ત્યારે મનમાં ણો અફસોસ કરવા માંડેછે. (૧).

જયારે ચોર ઝલાયછે, ત્યારે ચોરી ઉઘાડી થાયછે. પછી રાજા હાકેમ તેને બાંધીને ફટકાનો માર મારેછે, ત્યારે તેની ક બેહુરમત થાયછે. (આબરૂ જતી રેહેછે). (૨).

---

**પાઠ ૬૦ મો.**

આંગણું (ના) બારણું; બારણાની આગળની જગો તે.

અજવાળું (ના) ઉજાશ.

પરશાળ (ના) પેહેલા ખંડની ભોંય તળીઆની જમીન.

પછીત (ના) પછવા-

ડેની ભીંત.
ચોક (ના) ખાળ.
ઓટલો (ના) ઘરના આંગણાં આગળ ઊંચી બેસવાની જગો કરેલી તે; મોટી ઓટલી.
છીંડી (ના) ખડકી.
કરા (ના) દીવાલ; ભીંત.
મેડો (ના) માળ.
અગાશી (ના) ધાબું.
ઓરડો=મોટી કોટડી.
સાંભળો (ક્રિ) ધ્યાનમાં લો.
ઉઘાડી (વિ) ખુલ્લી.
કરેલી (કૃ) બનાવેલી.

**પાઠ ૬૧ મો.**

રસોડું (ના) રાંધણી.
અંધારૂં =ઉજાસ નહિ તે.
બારી (ના) માળ ઉપરના ભડાનાં બારણાં.
ગોખલા=નાનાં હાટડાં.
ભંડારીઆં (ના) હાટડાં.
રસોઇ (ના) રાંધવાનું.
ધુમાડીઉં (ના) ધુમાડો જવાનો રસ્તો કાઢેલો તે; ચીમની.
તાકા (ના) મોટા ગોખલા.
પાણીઆરૂં (ના) પાણીનાં બેડાં મૂકવાની ઓટલી.
ધુમાડો (ના) ધુણી.
ચોકડી (ના) મોટો ખાળ.
તાળું (ના) પેટી બંધ કરવાનું હથિયાર.
ટાંકા (ના) વરસાદનું પાણી ભરી મૂકવાના છોબંધ ઊંડાં કૂવા.
ગોટાય (ક્રિ) ઘેરાય.
છો (ના) મરડીઆ કાંકરાને ભઠ્ઠીમાં પકવેલા તે.
દાદર (ના) લાકડાના પાટીઆંની સીડી.
ઓટલી=નાનો ઓટલો.
જાળી (ના) સળીઆં જડેલી નાની બારી.
ઝીલવું (ક્રિ) પડતું સાહવું.
નીસરણી (ના) વાસ કે વળીનો દાદર.
ગામડું (ના) નાનું ગામ.

**પાઠ ૬૨ મો.**

કૂકડી (ના) મરઘી.
ખડખડે=અફળાએ.
વહાણું (ના) સહવાર.
છેડવું (ક્રિ) અડકવું.
દીપે (ક્રિ) સારો દેખાય.
માંજર (ના) માથા પરની લટકતી ચામડી
ભાતભાતના (નાં) જાત જાતના.
સેવે (ક્રિ) સાચવે.
ઉકરડા (ના) ખાતર વાળી જગો.
પોકળ=નરમ; પોચો.
ધંધો (ના) રોજગાર.
ખોતરવાની (કૃ) ખણવાની; ખોદવાની
ધસવું (ક્રિ) આગળ દોડી આવવું.
વળગવું (ક્રિ) બાઝવું.
જાળવે છે=સાચવે છે.
કાયર (અ) હેરાન.
કૂકડો (ના) મરઘો.

રૂપાળો (વિ) શોભિતો.
કુકડુકુક (ના) મરઘાનું બોલવું–વાસવું.
વળગેછે (ક્રિ) બાઝેછે,

**પાઠ ૬૩ મો.**

સાપ (ના) ઝેરી જાનવર.
ગણતો (ક્રિ) પત કરતો.
વેર=દુશ્મનાઈ; ખાર.
જીવ (ના) પ્રાણ.
ચગદી (ક્રિ) કચડી.
લગારે (વિ) જરા.
નાગ=ફેણ વાળો સાપ.
નબળા (વિ) કમજોર.
છેલ્લીવારે (અ) આખરે.
ચટકા (ના) ડંખ.
છોલાયું (ક્રિ) સોરાયું.
ફેણ (ના) સાપ તથા નાગ માથું પોહોળું કરેછે તે.
દર (ના) બાકું; કાણું.
પછાડી (ક્રિ) ઝીંકી; અફાળી.
ભેગી (વિ) એકઠી.
ઝાઝા (વિ) ઘણા; ખહુ.

**(કવિતાની સમજુતી) (૧૦).**

નબળા પણ ઘણા લોકની સાથે કોઈ પણ દહાડો અદાવત રાખવી નહિ, કેમકે મોટા કાળા નાગનો કીડીઓ તે બધી એકઠી થઈને આવી રીતે જીવ લેછે, (જુઓ–કીડીઓ નબળી પણ ઘણી, અને સાપ જબરો પણ એક).

---

**પાઠ ૬૪ મો.**

છોડવા (ના) નાનાછોડ.
મૂળીઆં (ના) મૂળ; જડ.
વાટ (ના) રસ્તો; રાહ.
થડ (ના) ઝાડનો વચલો ગોળ ભાગ.
જીવે (ક્રિ) ટટાર રેહે.
ઓગળે (ક્રિ) પીગળે.
ડાળાં (ના) ઝાડની મોટી શાખા.
વેહ (ના) કાણું; છીદ્ર.
વાદળ (ના) આકાશ.
કસ (ના) રસ; તત્વ.
ફળ (ના) લીલો મેવો.
ચરી (કૃ) વણી.
પથરાય (ક્રિ) ફેલાય.
વેલો (ના) જમીન પર પથરાતો છોડ.
આંબો (ના) કેરીનું ઝાડ.
છોડ (ના) છોડવો.
કોહોળું (ના) તરકારીનું નામ; શાકનું નામ.

**પાઠ ૬૫ મો.**

લીલાં (વિ) ખુબસુરતાં.
કચરો (ના) મેલ.
કરમાઈ (કૃ) ચીમળાઈ.
સૂકાવું=કરમાઈ જવું.
સોંચીએ (ક્રિ) રેડીએ.
ટટાર (વિ) સીધા.
છાંટવું (ક્રિ) છંટકોટવું; રેડવું.
તાજાં (વિ) લીલાં.
વરસતો (કૃ) પડતો.

મસ (વિ) ઘણી; બહુ.
લૂલા (વિ) મુડદાલ.

પાઠ ૬૬ મો.

રીસાળ (વિ) તામશી.
રીસાયો(ક્રિ)ગુસ્સે થયો.
ચેન (ના) સુખ; મજા.
પીરસેલી (વિ) ખાવાનું મૂકી તૈયારી કરેલી.
મુદ્દલ (વિ) જરાએ.
મેળો (ના) તમાસો.
વેદના (ના) દુઃખ, પીડા.
ભાંડુ(ના) ભાઈ બેહેન-ના છોકરા છૈયાં.
માલ(ના) જીવ; વીસાત.
પૂગે (ક્રિ) લાગે; શાસે.
વીંછી(ના) ઝેરી જીવડો.
ખોટું (વિ)માઠું;ખરાબ

પાઠ ૬૭ મો.

તણખલાં (ના) તંખલાં.
ઈંડાં (ના) બેદાં.
રૂ (ના) કપાસમાંથી કપાસીઆ કાઢી નાંખી જે રેહેલું તે.
વસ્તુ (ના) ચીજ.
આખું(વિ)બધું,સઘળું.
ચીંચીં=ચીચીઆરી.
રઝળીને (કૃ) રખડીને.
ધીમેધીમે (અ) હળવે હળવે; આસ્તે.

પાઠ ૬૮ મો.

પાસો=ઝીણાં પાતરાં.
ઝાંઝવાં (ના) ઘણુ તેજથી આંખે ન સૂઝે તે; અંધારાં.
ગરમી (ના) તાપ.
તેજ (ના) પ્રકાશ; નુર.
નીપજવું=પાકવું;થવું.
ધાન્ય (ના) અનાજ.
સર્વે (વિ) થોડું; કમી.

પાઠ ૬૯ મો.

બગાડ (ના) નુકસાન.
ગભરાઈ (કૃ) અકળાઈ.
ધાજો=મદદે આવજો.
છેતરવું (ક્રિ) ઠગવું.
સીમમાં (ના)ખેતરમાં; ગામની હદમાં.
આસપાસ (અ) આજુ-બાજુ; ચોતરફ.
ખેતરવાળા (વિ) ખેતરના માલીકો.
માલીકો (ના) ખેડુતો.
ખેડૂત(ના) ખેતીકરનાર.
ચારતો (કૃ)ચરાવતો.
અમથી (વિ) ખોટી.
હસવા(કૃ) મજાક કરવા.
શરમાઈ (કૃ) લજવાઈ.
ખરેખરો (વિ) સાચો.
સાચી (વિ) ખરી.

પાઠ ૭૦ મો.

ઘૂરકવું (ક્રિ) ગુસ્સાથી જોવું.
લોહીલોહાણ=લોહીઆળ; લોહી નીગળતા.
પામએ (ક્રિ) ખમએ.
બચકાં (ના) ડાકાં.
ભસવું=કૂતરાનું બોલવું.
ટૂટીપડવું (ક્રિ) એક દમ વળગી પડવું ધસાવરો કરવો.
ગરીબ (વિ) અનાથ.
સોબત (ના) સંગત.
બાપડો (વિ) બીચારો.
ભૂંડાં (વિ) ખરાબ.

પાઠ ૭૧ મો.

પજવીએ (ક્રિ) કાયર કરીએ; દુઃખદઇએ.
હળીમળીને(કૃ)સંપસંપીને; એક દીલથી.
ઉગામીએ=ઉઠાવીએ.
દુખાય=દલગીરથાય.
માંહોમાંહે (અ) એક બીજા; અરસ પરસ
રાજીથવું=ખુશી થવું.
હેત (ના) પ્યાર.
રીસાઇએ (ક્રિ) ગુસ્સે થઇએ.
વહેંચી(કૃ) ભાગ પાડી.
સંપસંપીને (કૃ) હળી-મળીને.

### પાઠ ૭૨ મો.

ઝગઝગાટ(વિ)ચળકાટ.
પૃથ્વી (ના) દુનિઆ.
વહાલો (વિ) પ્યારો.
ઘોર (ના) બીયામણું; અંધારૂં.
ગગન (ના) આકાશ.
ઊંચો (વિ) દુર; ઉપર.
પરમેશ્વર=મોટો ઇશ્વર
ચળકતી (વિ) ઝળકતી.
જીવાત (ના) રેહેવાત.

### પાઠ ૭૩ મો.

મહિમાં (ના) લીલા.
કરનાર(વિ)બનાવનાર.
આમલી(ના)એકજાત-નુંઝાડઅને તેનુંફળ.
જગ (ના) જગત.
કોઠી(ના)કોઠાનું ઝાડ.
સરજનાર (વિ) પેદા-કરનાર.
તારા (ના) ચાંદરણી.
ભજવા(ક્રિ)ભક્તિકરવા.
દેવ (ના) પરમેશ્વર.
તાડ(ના) તાડીનું ઝાડ.

## (કવિતાની સમજુતી) (૧૧).

તમે ભાઇઓ આ મોટા ઝાડ જુઓ, એમાં સૌથી તાડનું ઝાડ ઊંચું છે; કોઇ આમલી કોઇ આંબો ને કોઇ કોઠીનું ઝાડ પણ છે, ને જુઓ કે તે બધાનાં ફળ જુદાં હોયછે. (૧)

તે આ જગતનો બનાવનાર ઇશ્વર છે તે સુરજ તારાનો પેદા કરનાર છે, માટે એજ હમારો મોટો દેવ છે, તેને ભજવાની ટેવ રાખીએ. (૨)

---

### પાઠ ૭૪ મો.

નેશાળ (ના) વિદ્યા ભણવાનું ઠેકાણું.
રંગીત (વિ) રંગીલા.
વતરણું (ના) લાકડા-ની કલેમ.
તૈયાર (વિ) તરત કા-મમાં આવે એવું.
સો (વિ) દસ દસકા.
એકડેએક (ના) એક-ની સંખ્યા.
સ્લેટ(ના)પથ્થર પાટી.

પોતીઆં(ના)ધોતીઆં.
મોઢે=મોંથી ભણીજતાં.
ખડી(ના)ચીકણી ધોળી માટી.
પાટી (ના) સફેતો કે ધૂળથી લખવાનું નાનું પાટીઉં.
ધૂળ (ના) રજ.
ફિકર (ના) ચિંતા.
મંગાવીએ (ક્રિ) અણાવીએ.
જાળવીને=સાચવીને.
મંજાવીને (કૃ) સાફ કરાવીને.

પાઠ ૭૫ મો.

ચીતારે(ના)છબી પાડનારો; ચીતરનારો.
હિરાકસી (ના) એક જાતનો કાળો રંગ બનાવવાનું વસાણું.
ચડાવતો (કૃ) ચોપડતો.
ભાઈબંધ(ના)દોસ્તદાર
શાહી (ના) રૂશનાઈ.
હરડાંબેડાં (ના) એક જાતનાં ઝાડનાં ફળ.

હસેછે (ક્રિ) મજાક કરેછે.
ભટ (ના) મહારાજ.
ભૂકો (ના) ગુગદો.

પાઠ ૭૬ મો.

ધનતેરશ(ના)ધન પુજવાની મોટી તેરસ.
બાજુબંધ (ના) કોણીનું ઘરેણું.
છવીટીઆં (ના) પગના આંગળાનું રૂપાનું ઘરેણું.
સાંકળાં (ના) હાથતથા પગનું ઘરેણું.
પોંચી (ના) હાથના કાંડાનું ઘરેણું.
કંદોરો(ના)કેડનુંઘરેણું.
બેરખી (ના) કોણીનું ઘરેણું.
ચોકડાં (ના) કાનની લાળીનું ઘરેણું.
બાજઠ (ના) પાટ.
વાનાં (ના) ચીજો.
અકોટી (ના) કાનનું ઘરેણું.

તુસીપાટીઆં(ના)બાયડીના ડોકનુંઘરેણું.
હુંપીઓ(ના) ગળચવો.
કડાં=હાથના ઘરેણાં.
વીંટી (ના) મુદ્રીકા.
બાયડીઓ=બઈરીઓ.
ધોતાં (કૃ) નવાડતાં.
ડોરે (ના) બાજુએ.
હીરાકંઠી(ના)હીરાકડીની સોનાની સાંકળી.
વાળી (ના) નાનુંઘરેણું
વાંક (ના) બાયડીના હાથનું ઘરેણું.
ફુલ્લા=આદાલીસાતોડા.

પાઠ ૭૭ મો.

ખીલા (ના) બેઠેલા માથાનો લોઢાનો અણીદાર ખુંટો.
સોનેરી (નિ) સોના.
કિમ્મત (ના) ભાવ.
ભૂકો(ના)કસબના ફુ...
હળપુણી (ના) લોઢા... દાતો.
કિનખાબ(ના) જર.
પાવડો (ના) માટી ...

સરડવાનું લોઢાનું હ-
થિઆર.
સાંકળ (ના) લોઢાની
સાંકળી.
નકુચા (ના) સાંકળ
ભેરવવાનો ખીલો.
હળ (ના) જમીન ખે-
ડવાનો લોઢાનો અ-
ણીદાર ખીંટો.
થએલી (કૃ) બનેલી.
અંન (ના) અનાજ.

પાઠ ૭૮ મો.

ડોકું (ના) ધડની ઉપ-
રનો ભાગ; ડોક.
હડપચી (ના) દાઢી
આગળની જગો.
બોચી (ના) ગરદન.
ગાંગડી (ના) બચકી;
પોટલી.
...ણું(ના) ગાલ આ-
ગળનો ભાગ.
ખરો (ના) જરૂખો.
(ના) ડોકાની ની-
ચેનો ભાગ.
બાબરી (ના) ચોટલો.

પાઠ ૭૯ મો.

બંગલ (ના) કાખ.
પેડુ=પેટ નીચેની જગા.
તળીઉં=નીચલો ભાગ.
વાંસો(ના) પીઠ; બરડો.
કેડો (ના) કમ્મરો.
ગાળો (ના) ભાગ.
એડી (ના) પગના
તળીઆનો ખડા આ-
ગળનો ભાગ.
ઢીંચણુ (ના) ઘુંટણુ.
થાપો (ના) ભાગ.
ઘુટી (ના) પગની એડી
આગળનો ઢેકો.
ખભો (ના) ખાંધ.
કાંડું=હાથનો પોહોંચો.
સાથળ (ના) જાંગ.
કાખ (ના) બગલ.
હથેલી (ના) હાથેલી.
નળો (ના) ઘુટણ હે-
ઠેનો ભાગ.

પાઠ ૮૦ મો.

સોબત (ના) સંગત.
આંબા વાડીઉં=આંબા
ઉગેલા હોય તે વાડી.
રખવાળ=સાચવનાર.
ટપેર્યા(ક્રિ)ઠોકયા,માર્યા.
પહોંચ્યો (ક્રિ) આવી
લાગો.
ઝાંપો=કાંટાનું બારણું.
કેરી(ના)આંબાનું ફળ.
હીંડ (ક્રિ) ચાલ; દોડ.

પાઠ ૮૧ મો.

સંગ (ના) સંગત.
પ્રેમ (ના) હેત; પ્યાર.
ઠામ (ના) ઠેકાણું.
ભાગ્યશાળી (વિ) નસી-
બવાન;નસીબવાળો
પેસે (ક્રિ) આવે.
ઠરશે (ક્રિ) શોભશે.
રૂડો (વિ) સારો.
બૂરો (વિ) ખરાબ.
મેહેતા(ના)મેહેતાજી,ગુરૂ
સંગ (ના) સોબત.

**(કવિતાની સમજુતી) (૧૨).**

જેને જેવી સંગત તેવોજ રંગ ત્યાં બેસે, જેને જેવી સંગત

તેવુંજ હેત ત્યાં વધે જેને જેવી સંગત તેવાંજ કામ તે કરશે, અને જેને જેવી સંગત તેવેજ ઠેકાણે જઇને તે ઉભો રહેશે, સારી સંગત હશે તો તે સારો બનશે; ને નઠારી સંગત હશે તો નઠારો બનશે; પણ સારો મેહેતાજી શીખવનાર હોય તેના સંગથી નશીખવાળો હોય તો તે વિદ્યા ભણે, (ભણીને નશીખવાળો થાય).

---

**પાઠ ૮૨ મો.**

જલેબી (ના) એક જાતનું ખાંડનો રસ પાયલું પકવાન.

ભાખરા=જાડા રોટલા.

પેર (અ) ગયે વર્ષે.

ભાણે (ના) જમવાના આસન ઉપર.

પકવાન(ના) લાડુ જલેબી દહીંતરા વગેરે મીઠાઇ.

પતાંસાં (ના) બતાસાં.

હારડા=ખાંડનાં ચકતાં.

નાત=જમણવાર; જાત.

રમકડાં=ખાંડના રસની ખાવાની ચીજો.

ઘેબર (ના) એક જાતનું ખાંડનો રસ પાયલું પકવાન.

**પાઠ ૮૩ મો.**

ખાતર(ના) મોટું બાકું

ખોતરવું (ક્રિ) ખોદવું.

વાણુજારૂ (વિ) શીકારૂ; વાણુજારમાંનો.

નજરૂ(ના)નીઘા; ધ્યાન.

દાટવું (ક્રિ) ડકણાવવું.

ધન (ના) પૈસો; દોલત.

ધણી(ના) શેઠ; માલિક.

સમજે (ક્રિ) ચેત.

તાણુતો (કૃ) ખેંચતો.

ગયલું (કૃ) ખોવાયલું.

**પાઠ ૮૪ મો.**

વઢવાડ (ના) લડાઇ.

મેળાપ (ના) મુલાકત.

ચડભડી(કૃ) લઢી; વઢી.

જમણ (ના) જંખાનું.

અથાણું (ના) આથણું.

શેખી (ના) પતરાજી.

ખરીદવું=વેચાતું લેવું.

જણીઓ=બાઇઓ.

રડયું ખડયું=કોઇ કોઇ.

સામટો (વિ) એકઠો.

હાંલ્લું=કાદવનું મટકું.

ભેગું (વિ)એકઠું; સાથે.

મોઘું=ઘણી કિમ્મતનું.

સાહુકાર=પૈસાવાળો.

આબરૂદાર ગ્રહસ્થ.

લેખું (ના) ગણતી.

ઘાંટો(ના) સોર; પોકાર.

લેખવે=ગણે; પતકરે.

શેનું (સ) કઇ ચીજનું?

**પાઠ ૮૫ મો.**

સમડી (ના) કાગડા કરતાં મોટું જબરી પાંખવાળું પક્ષી.

વાઘરી (ના) પારધી.

જાળ (ના) ફાંદો.

કરગરવું (ક્રિ) કાલાવાલા કરવા.
મરડવું (ક્રિ) આમળવું.
અમથો (વિ) ખાલી.
બગાડયું=નુકશાન કર્યું.
લૂલી(વિ)લાંગી; ખંધી.
ડોક(ના)ગરદન; ગળું.
વિચારવું=તોલ કરવો.

### પાઠ ૮૬ મો.

બીડમાં (ના) ખેતરમાં.
મમત (ના)જોસ; જીદ.
ફૂલાવવું (ક્રિ)મોટું કરવું.
ગજું (ના) શકતી.
તાલેવર (વિ) પૈસાદાર.
બરોબર (વિ) સરખું.
ખરગખૂટણ (ના) પરચુરણ ખરચ.
ચંપાઈને(ક્રૃ) દબાઈને.
બરોબરી (ના) સરખા સરખી; હરીફી.

### પાઠ ૮૭ મો.

આડોશી પાડોશી (ના) પાસેનાઘરમાંરહેનારા; જોડેના ઘરના.
જાગવું=જાગૃત રહેવું.
ગુણપાડ (ના) ઉપકાર.
પકડયો (ક્રિ) ઝાલ્યો.
ચોકી (ના) પહેરો.
જાળવ્યું(ક્રિ)સાચવી રાખ્યું;તપાસીરાખ્યું
ચાકરો (ના) નોકરો.

### પાઠ ૮૮ મો.

કંદોઈ(ના) મીઠાઈ, ભજીયાંવગેરે વેચનારો.
ખડકીમૂકવું (ક્રિ) ગોઠવી રાખવું.
શાકરીઆ (વિ) ખાંડનોરસપાયલા;મીઠા.
ચકરડી(ના)વાએ ફરતું કાગળનું રમકડું.
મીઠાઈ(ના)બરફી,પેંડા, વગેરે મીઠી ચીજો.
કથરોટ(ના)કોરાણવાળું છાજરું વાસણ.
પાલખી=ખુલ્લો મેનો.
ચોસલા=ચોડા કડકા.
રમકડાં=રમવાનીચીજો.
ઠઠ=મેદની; ભીડ.
વેપારી (ના) હારો.
સામાન (ના) ચીજો.

### પાઠ ૮૯ મો.

પંચરાઉ(વિ)પાંચજાતની; પાંચ વાનાની.

કોદરા,(ના)
તૂવેર.(ના)
નાગલી,
મકાઈ,(ના)
લાંગ,(ના)
બંટી,(ના)
મસૂર,(ના)
રાજગરો,
બાવટો,
મઠ,(ના)
} જુદી જુદી જાતનાં અનાજના નામ.

અપવાસ (ના) ભૂખ્યા રહેવું તે, લાંઘણ.
ફરાળ(ના) ફળનો આહાર કરવો તે; (વ્રતમાં ખાવાની ચીજો).
જાર (ના) જુવાર.
ડાંગર (ના) ભાત.

### પાઠ ૯૦ મો.

ઘાંચી (ના) તેલી; તેલ દીવેલ વેચનારો.
કણઝીઓં (ના) કણઝીનું તેલ.

ઘાણી (ના) તેલ, દીવે-લી વગેરે પીલવાનો લાકડાનો સાંચો.
શરસીઉં (ના) સરસ-વનું તેલ.
ફોલ્લા (ના) ગુમડાં.
પીલવું=દાબવું; કચડવું.
સઘળા (વિ) બધા
સરસવ=સરસીઓં કાડ-વાનારાઈજેવાદાણા.
ડોળીઉં=ડોળીનું તેલ.
એરડી (ના) દીવેલી.
ખોળ (ના) પીલતાં કૂ-ચો રહેછે તે.
ડોળી=મહુડાંનાં બી.
સ્વાદ (ના) સારૂં.

કશુઓ (ના) એક જા-તના અળસીને મ-ળતા ઝીણા દાણા.

## પાઠ ૯૧ મો.

હકીકત (ના) વાત; વિ-સ્તાર; હેવાલ.
કાચું કોરૂં (વિ) તળેલું.
ખંખેરી (કૃ) ઝાપટી.
સંજોરી (ના) ઘૂઘરા ધારી જેવું ખાંડવા-ળું ખાવાનું.
ખરખરીને (કૃ) ઘણુંજ.
દારૂખાનું (ના) આત-સબાજી.
શીરો=એક જાતનું લ-ચકા જેવું ખાવાનું.

ગેરૂ (ના) એક જાત-ની લાલ માટી.
ફૂલકરણી (ના) ફુલકર.
જાળાં (ના) કરોળીઆ-ના પડ.
ટેટા (ના) ફટાકા.
બચકો (ના) ગાંસડો.
ફટાકા (ના) ટેટા.
ઉપૈખુધે=ધોળી કીડી.
મઠીઆં (ના) મુઠીઆ.
પેટારો=મોટી પેટી.
છછુંદરાં(ના)ફુલ કરણી.
ફરતાંફરતાં=જુદાંજુદાં.
ચોપડે (ક્રિ) લગાવે.
ભારે=ઊંચા; કિંમતી.
છોડેછે (ક્રિ) ફોડેછે.

## (અંક ગણિતની સંખ્યા.)

| | |
|---|---|
| એક | ૧ |
| દસ | ૧૦ |
| સો | ૧૦૦ |
| હજાર | ૧૦૦૦ |
| દસહજાર | ૧૦૦૦૦ |
| લાખ | ૧૦૦૦૦૦ |
| દસલાખ | ૧૦૦૦૦૦૦ |

| | |
|---|---|
| કરોડ | ૧૦૦૦૦૦૦૦ |
| દસ કરોડ | ૧૦૦૦૦૦૦૦૦ |
| અબજ | ૧૦૦૦૦૦૦૦૦૦ |
| દસ અબજ | ૧૦૦૦૦૦૦૦૦૦૦ |

---

## પરીમાણ.

| | |
|---|---|
| સત્તાવન | ૫૭ |
| છસો છત્રીસ | ૬૩૬ |
| ચારસો નવ | ૪૦૯ |
| સત્તરસોબાણું | ૧૭૯૨ |
| પંદરસો પાંચ | ૧૫૦૫ |
| બે વજાર આઠસો બાર | ૨૮૧૨ |
| ચાર હજાર ચોરાણું | ૪૦૯૪ |
| નવ હજાર એકસો નેવું | ૯૧૯૦ |
| સોળ હજાર સાઠ | ૧૬૦૬૦ |
| પાંત્રીસ હજાર ત્રણસો તેર | ૩૫૩૧૩ |
| એકવીસ હજારબસો બાણું | ૨૧૨૯૨ |
| એક લાખ બાવન હજાર બસો સાત | ૧૫૨૨૦૭ |
| ચાર લાખ ચાર હજાર નવસો છ | ૪૦૪૯૦૬ |
| છ લાખ સોળ હજાર નવસો ત્રીસ | ૬૧૬૯૩૦ |
| બાર લાખ બાર હજાર બે | ૧૨૧૨૦૦૨ |
| ત્રેવીસ લાખ ત્રણ હજાર સાઠ | ૨૩૦૩૦૬૦ |
| સાત કરોડ બોંતેર લાખ બાર હજાર છસો સોળ | ૭૭૨૧૨૬૧૬ |
| પંદર કરોડ પાંચ લાખ બારસો એકાવન ... | ૧૫૦૫૦૧૨૫૧ |
| નવ અબજ સાત કરોડ સોળ લાખ એકસો ચૌદ | ૯૦૭૧૬૦૦૧૧૪ |

—:0:—

| | | | | |
|---|---|---|---|---|
| પા | (સો) | ત | ૨૫ | પચ્ચીસ. |
| અડધો | (સો) | ત | ૫૦ | પચાસ. |
| પોણું | (સો) | ત | ૭૫ | પચ્ચોતેર. |
| પોણી | (સો) | ત | ૯૯॥ | સોમાં પાવલું ઓછું. |
| પા | (હજાર) | તે | ૨૫૦ | બસો પચાસ. |
| અડધો | (હજાર) | તે | ૫૦૦ | પાનસો. |
| પોણું | (હજાર) | ત | ૭૫૦ | સાડી સાતસો, |
| પા | (લાખ) | તે | ૨૫૦૦૦ | પચ્ચીસ હજાર. |
| અડધો | (લાખ) | ત | ૫૦૦૦૦ | પચાસ હજાર. |
| પોણું | (લાખ) | ત | ૭૫૦૦૦ | પંચોતેર હજાર. |
| પા | (કરોડ) | તે | ૨૫૦૦૦૦૦ | પચીસ લાખ. |
| અડધો | (કરોડ) | તે | ૫૦૦૦૦૦૦ | પચાસ લાખ, |
| પોણું | (કરોડ) | તે | ૭૫૦૦૦૦૦ | પંચ્ચોતેર લાખ. |

## (હિંદુના મહિના).

| | | | |
|---|---|---|---|
| ૧ કારતક. | ૪ મહા. | ૭ વશાખ. | ૧૦ શ્રાવણ. |
| ૨ માગસર. | ૫ ફાગણ. | ૮ જેઠ. | ૧૧ ભાદરવો. |
| ૩ પોસ. | ૬ ચૈતર. | ૯ અસાડ. | ૧૨ આસો. |

## (હિંદુની તિથીઓ).

| | | | |
|---|---|---|---|
| ૧ પડવો | ૫ પાંચેમ | ૯ નોમ | ૧૩ તેરસ |
| ૨ બીજ | ૬ છઠ | ૧૦ દસમ | ૧૪ ચાદસ |
| ૩ ત્રીજ | ૭ સાતમ | ૧૧ અગીઆરસ | ૧૫ પુનેમ |
| ૪ ચોથ | ૮ આઠેમ | ૧૨ બારસ | ૩૦)૦)અમાસ |

## (અંગ્રેજી મહિના).

| | | |
|---|---|---|
| ૧ જાનેવારી ૩૧ | ૨ ફેબ્રુઆરી ૨૮ | ૩ મારચ ૩૧ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | એપ્રીલ | ૩૦ | ૭ | જુલાઈ | ૩૧ | ૧૦ | અકટોબર | ૩૧ |
| ૫ | મે | ૩૧ | ૮ | આગષ્ટ | ૩૧ | ૧૧ | નવેમ્બર | ૩૦ |
| ૬ | જુન | ૩૦ | ૯ | સપ્ટેમ્બર | ૩૦ | ૧૨ | ડિસેમ્બર | ૩૧ |

## (પારસીના મહિના).

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ફરવદીન | ૫ | અમરદાદ | ૯ | આદર |
| ૨ | અરદીબેસ્ત | ૬ | સહરેવર | ૧૦ | દેહે |
| ૩ | ખોરદાદ | ૭ | મેહેર | ૧૧ | બહમન |
| ૪ | તીર | ૮ | આવાં | ૧૨ | અસપંદાદ |

## (પારસીનાં ૩૦ રોજ).

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | હોરમજ્દ | ૧૧ | ખોરશેદ | ૨૧ | રામ |
| ૨ | બહમન | ૧૨ | મોહોર | ૨૨ | ગોવાદ |
| ૩ | અરદીબેસ્ત | ૧૩ | તીર | ૨૩ | દેપદીન |
| ૪ | સહરેવર | ૧૪ | ગોસ | ૨૪ | દીન |
| ૫ | અસપંદદાદ | ૧૫ | દપમહેર | ૨૫ | આસીસન |
| ૬ | ખોરદાદ | ૧૬ | મેહેર | ૨૬ | આસતાદ |
| ૭ | અમરદાદ | ૧૭ | સરોસ | ૨૭ | આસમાન |
| ૮ | દેપાદર | ૧૮ | રશને | ૨૮ | જમીઆદ |
| ૯ | આદર | ૧૯ | ફરવરદીન | ૨૯ | મોરેશપંદ |
| ૧૦ | આવાં | ૨૦ | બેહેરામ | ૩૦ | અનેરા |

## (મુસલમાનના મહિના).

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મોહોરમ | ૩ | રબીઉલ અવલ | ૫ | જમાદીલ અવલ |
| ૨ | સફર | ૪ | રબીઉલ આખર | ૬ | જમાદીલ આખર |

| | | |
|---|---|---|
| ૭ રજબ | ૯ રમજાન | ૧૧ જીકાદ |
| ૮ શાબાન | ૧૦ સવાલ | ૧૨ જીહજ |

## (આઠ દિશાના નામ).

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, વાયવ્ય, ઈશાન, નૈરૂત્ય, અગ્નિ.

## (ઉખાણાં)

૧—એક કોટડીમાં બત્રીશ બાવા તે શું? જ—દાંત.
૨—એક દેરા ઉપર સાત દરવાજા તે શું? જ—ડોકું.
૩—સમજે નહિ ને ઘર સાચવે. જ—તાળું.
૪—પ્રાણ નહિ પણ પળ પળ ગણે. જ—ઘડીઆળ.
૫—છાપરે છાપરે મગ વેરાય. જ—વરસાદ.
૬—છાપરે છાપરે પીછોડી પથરાએ. જ—તડકો.
૭—બે હાથ ભોંયમાં બારસેં ગામ. જ—નકશો.
૮—એક મરઘીના પેટમાં સો ઈંડાં. જ—ફણસ.
૯—આટલી રાંડ રાજાની પાઘડી ઉતરાવે. જ—જૂ.
૧૦—જરા સરખી ચીજ તેથી આખું ગામ જમે. જ—દેવતા.
૧૧—ઊંચેથી પડી કુકડી, તેની ગાંડ ગઈ ઉખડી. જ—આમલી.
૧૨—ઊંચેથી પડયું અમ્મર તેને નહિ કેડને કમ્મર. જ—નરખ.
૧૩—રાજાની રાણી બારીએ બેસીને કોયલા ચાવે. જ—જાંબુ.
૧૪—ગામ બધું નાસી ગયું ને ભાભાજી રહી ગયા. જ—ચૂલો.
૧૫—આઠ ગાંઠ ને અંતર વાસો, નહિ કેડે તેનો વણકર માસો. જ—સીકું.
૧૬—ધોળી ગાય તેલે નાહાય, ને રાત પડે ત્યારે હનુમાન થાય. જ—દીવટ.

૧૭—વન વગડામાં રાતી બારી, છોકરા પરણ્યું ને મા કુવારી.
જ—માદળનું ઝાડ.

૧૮—ધોળું ખેતર ને કાળું બી, ઓરતો જાયને ખડખડતો જાય.
જ—કાગળ લખવો તે.

૧૯—કાચકાની કોથળી ધમધમ વાગે, રતન પરવાળું મને હાય હાય લાગે.
જ—મરચું.

૨૦—ગરમ દેશની છોકરી માથે રાખે ટોપલી, પેટમાં રાખે છોકરો કીમત તેનો પા દોકડો.
જ—ખારેક.

૨૧—લીલી પીળી બાંસલી બજાવનાર કોણ, બીબી ચાલ્યા સાસરે મનાવનાર કોણ.
જ—મહુડું.

૨૨—જીવ વિનાનું જાનવર મેળે કરે વાત, તેનું ટકટક કરવું સાંભળી કામે લાગે હાથ.
જ—ઘડીઆળ.

૨૩—નાકાશાની દીકરી તે બોતરશાને દીધી, પાંચ ભાઈ દોડયા ત્યારે બે જણે લીધી.
જ—ચીટ.

૨૪—તપેલામાં તપેલું માહે કલંગી ઘોડો, ખોલાએ તો ખોલો નહિતો બેઠા માથું ફોડો.
જ—તાળું.

૨૬—ઊંચ મુચ ગુચળું સાપ પણ નહિ, લાકડીથી હાંકીએ ઢોર પણ નહિ; આપે જુદી જાતનાં ફળ ઝાડ પણ નહિ; અને ચકર ચકર તે ફરે ચગડોળ પણ નહિ.
જ—કુંભારનો ચાક.

૨૬—નારી હું પણ સુંદરી, ત્રણ અક્ષરનું નામ; થાક નીવારણ કારણે, બેસે સૌ મુજ ઠામ; ખડી રહું પાએ ચાર; નવ થાકું હું તોય; સુખ પમાડું સર્વને, આરામ હુંથીજ હોય; કોઈ વાર સુંદ્ધાં હાથ, કોઈ વાર રહું હું હુંઠી; કવિજન કહે સત માનજો, એ વાત નથી જુઠી.
જ—ખુરસી.

# ખબર

મેં લખેલી ચોપડીઓ **સુરતમાં** ચોક બજાર, નાણાવટ અને ...ળાવના બુક સેલરો. **મુંબઈમાં** ભૂલેશ્વર આગળ ડાહ્યાભાઈ ...નદાસ, કાળકાદેવી આગળ દામોદરદાસ ઈશ્વરદાસ તથા ...જી હોરમજજી બુક સેલરો, ધોબીતળાવ આગળ એ... ... કરાણી બુક સેલર, કોટમાં જહાંગીરજી બેજનજી કરાણી તથા ...જી ફરામજી માંદન બુક સેલરો. **પુનામાં** સદર બજારમાં લાલ ખોડીદાસ માસ્તર; **વલસાડમાં** દુવારકાદાસ પરભુદાસ બુક...; **ભરૂચમાં** કતોપોરના બજારમાં કાગદી કાદરભાઈ ચાંદાભાઈ સેલર; **રાજકોટમાં** પરી. લખમીચંદ ઉત્તમચંદ બુક સેલર, અને ...ચીમાં કાંપના બુક સેલર પાસેથી વેચાતી મળશે. ચોપડીઓના ...રાન વગેરેનો બંદોબસ્ત કરવો હોય તો **સુરત** સગરામપરે મા૦ ...ગીનદાસ ફકીરભાઈ કાસીદાસને પોસ્ટ પેડ કાગળથી લખી જણાવવું.

–૦૧–૦ ગુજરાતી પેહેલી ચોપડીનાં અર્થ.
૦–૨–૦ ગુ૦ બીજીના અર્થ.
૦–૩–૦ ગુ૦ ત્રીજીના અર્થ.
૦–૪–૬ ગુ૦ ચોથીના અર્થ.
૦–૫–૦ ગુ૦ પાંચમીના અર્થ.
૦–૬–૦ ગુ૦ છઠ્ઠીના અર્થ.
૦–૭–૦ ગુ૦ સાતમીના અર્થ.

૦–૨–૦ સુરત જીલ્લાની ભૂગોળ.
૦–૧–૬ મુંબઈ ઈલાકાની ભૂગોળ.
૦–૩–૦ હીંદુસ્તાનની ભૂગોળ.
૦–૩– રાજાઓની વંસાવળી.
૦–૬– કોહેડા સંગ્રહ.
૦–૩– મીત્ર પોથી.
૦–૧– આંકની ચોપડી.
૦–૧– કોષ્ઠકની ચોપડી.

જથ્થાબંધ ચોપડી લેનારને ઘણું જ સારૂં કમીશન આપવામાં આવશે.
એ શિવાય અંગ્રેજી બુકોના તમામ મીનિંગો પણ મળશે.